

શ્રી મોચી જ્ઞાતિ હિતેચ્છુ પત્રીકાના લાભાર્થે.

જીવનનો ધ. હેતુ એજ કે દરેકનું ભલું કરવું—સ્વીડનબર્ગ.

# દારૂનીષેધ-વાંચનમાળા.

અંતે ધર્મનો જય!



અંતે સત્યનો વિજય!

માળા ૧ લી.



ન લખીસ નીતિ તજી માત્ર તજી,
ન લખીસ શબ્દ દ્વેષ સજી.
ન લખીસ જુકત, કરી જુઠ જરી,
ન લખીસ ધર્મ નીજ દુર કરી.

(કવિ દલપતરામ.)

કીંમત રૂ ૦-૧-૦

પ્રકાશક;—ખેંગાર મોનજી ભરતવાલા.

પ્રત ૧૦૦૦ સં. ૧૯૭૩ કારતક.

આ ચોપડી ભારત-સેવા પ્રિન્ટીંગ પ્રેસ, ૫૯, ઘસવાડી, ધોબીતલાવ, લુહારચાલ સ્ટ્રીટ, મુંબઇમાં રા. હરજીવન કાલિદાસ મહેતાએ છાપી છે અને મી૦ ખંગાર મોનજી ભરતવાલાએ જકરીઆ મસજીદ, મુંબઈ, પો. નં. ૩ મધેથી પ્રગટ કરી છે

# પ્રકાશકના-બે બોલ.

આ નાની બુક પ્રગટ કરતાં મને બહુ આનંદ થાય છે.!
તેવોજ આનંદ આ બુક વાંચનારને થાઓ ! આવી હું
આશા રાખી આ નાની બુક જ્ઞાતિબંધુના હાથમાં
મુકુ છું, તો મારી ભુલ સામું ન જોતાં જે સારૂં
લાગે તેજ વાંચો ! વિચારો ! અમલમાં મુકો !
એવું હું ઇચ્છુ છું ! આ નાની બુકનો ખર્ચ
બાદ કરતાં જે નફો વધવાનો છે તે
આપણી મોચી જ્ઞાતિ હિતેચ્છુ
પત્રીકાના લાભમાં વપરાશે, તો
દરેક જ્ઞાતિબંધુ પાસે હું
આશા રાખું છે કે તેઓ
આ નાની બુકને
ખરીદી પત્રીકાને
મદદગાર
બને !
એજ.

લી૦ ખેંગાર મોનજી ભરતવાલા,

ના વંન્દે માતરમ્.

# ૐ

# દારૂનીષેધ-વાંચનમાળા.

**શ્રી પરમાત્માય નમ:**

નાકે સુસવાટા ફેલાવતો હૃદય કમળને (રોગથી) તર કરતો, નેજાબનો ખુશબોદાર દારૂ જરૂર પીઓ!

## દારૂ પીવાના (!) ફાયદા.



(લેખક,—પરશુ)

૧. તંદુરસ્તી બગાડવી હોય તો દારૂ જરૂર પીઓ.

૨. જુઠું બોલતાં શીખવું હોય તો, દારૂ ખાસ પીઓ.

૩. ચોર બનવાનો વિચાર હોય તો દારૂ પીઓ.

૪. વ્હાલા પૈસાનું પાણી કરવું (ખુવારી કરવી) હોય તો દારૂ જરૂર પીઓ.

માત પિતાની આબરૂને એબ લગાડવી હોય, અને તેમની આજ્ઞા તોડવી હોય તો દારૂ પીઓ.

૬. દીલમાં આગ લગાડવી હોય તો દારૂ અવશ્ય પીઓ.

૭. વ્યભિચારી બનવાને માટે દારૂ અકસીર ઇલાજ છે.

૮. ખરાબ મિત્રો શોધવા હોય તો, દારૂની લતે ( આદતે ) ચઢો.

૯. દરિદ્રતાને નોંતરવી હોય તો, દારુ પીતાં શીખો.

૧૦. સ્વતંત્ર મટી પરતંત્ર થવાનો દારુ એ ઠીક રસ્તો છે.

૧૧. મોઢાને સુગંધીદાર ( ! ) બનાવવાનો સહેલો અને સટ રસ્તો દારૂજ છે.

૧૨. જુવાનીમાંજ ઘડપણ આણવાનો દારૂ સચોટ ઉપાય છે.

૧૩. ટૂંકામાં અનેક નુકસાન ખમી, તન, મન, ધન, ધર્મ અને નીતિનો સદંતર નાશ કરવો હોય તો દારૂ જરૂર પીઓ.

કિંમતઃ-**બે આબરૂ.** ઠેકાણુંઃ-**ગલી ગલીએ.**

"વર મરો કે કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો" એ કહેવત પ્રમાણે ગમે તે રીતે પૈસા કમાવા બેઠેલી દુકાનદારો ( કલાલો ) તમારો શિકારજ કરવા બેઠા છે. ગુજરાતમાં દારૂ ભકતોની ખોટ નથી, અને તેમના ગળાં ઉપર પોતાની કાતીલ કટાર ચલાવનારાઓનો ટોટો નથી. માટે આ વાંચો ! વિચારો ! ! વંચાવો !

## અમલમાં મુકો ! ! ભાવ કિફાયત છે.

મ્હારા વ્હાલા વાંચકગણ ! ઉપરોક્ત સર્વ બીનાથી આપને સમજાયું હશે કે,—દારૂથી આપણા સમાજની કેટલે હદ સુધી પાયમાલી થઇ છે, થાય છે, અને થશે, એનો અડસટ્ટો થઇ શકતો નથી. એ કીચડ, કાદવના ભાલ સમાન છે કે જેમાથી નીકળવા પ્રયત્ન કરનાર વધુજ ઉંડો ઉતરતો જાય છે. તો એ નિવારણ અર્થે યુવાન અને ઉત્સાહી બંધુઓએ બનતો પ્રયત્ન કરવો જરૂરી છે—**અસ્તુ.**

# દારૂ ? વિષે એક સંવાદ.

---

લેખક:-ગોવિંદ પ્રાગજી અગરચા.

બાપા ? તમો દારૂ પી માથું કેમ ધુણાંવો છો ?

ભાઇ ? એનો સ્વાદ એવો છે કે તેથી તેમ થાય છે.

બાપા ? એનો જ્યારે એવો સ્વાદ છે તો તમો શા માટે પીઓ છો ?

ભાઇ ? એ તો માતાનો પ્યાંલો છે.

પણ બાપા ? આપણાં ધર્મમાં તો દારૂ પીવાની ના કહી છે તે ? ના, ખોટી વાત છે ? આપણાં ધર્મમાં તો તેનાં વગર ન ચાલે. હશે ? પણ તમો રોજ શા માટો પીવો છો ?

ભાઇ ? તેમાં તને વધુ ખબર ન પડે, તું હજું નાનો છે.

બાપા ? મેં વાત વાત સાંભળી છે કે દારૂ પીનાર તો નર્કે જાય છે. શું તે વાત ખરી હશે બાપા ?

ભાઇ એ તો જેને જેમ ફાવે તેમ કહે. કોઇને નગમે તો તે પીવાની ના પાડે. ગમે તે તેને માટે હા કહે.

ના બાપા ? મેં તો જ્યારે આપણે મંદીરે દર્સને ગયેલા તે વખતે કથામાં સાભળ્યું છે. શું તમોને ખબર નથી ?

હા? ભાઇ તે વાત મ્હારા ધ્યાન બહાર હતી.

પણ બાપા? જ્યારે મંદીરનાં બ્રાહ્મણો એ વાત કહે તે તો સાચી હોય કે નહી?

ભાઇ? એ તો ધર્મ ધર્મનો ભેદ છે.

હા બાપા? પણ મેં એમ પણ સાંભળ્યું છે કે તેથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, એ સાચું હસે?

નાં ખોટી વાત છે. તેથી તો સરીરમાં તાકાત આવે છે. સરદી ઉડાવી દેયે છે.

આ તો તમે તેના ફાયદાની વાત કરી. પણ બુદ્ધિ ભ્રષ્ટ કેમ ન થાય તે ન કહ્યું?

બુદ્ધિ ભ્રષ્ટ થાય એમ તને કોણે કહ્યું?

મંદીરમાં મહારાજ કથા કરતા હતા ત્યાં સાંભળ્યું.

જો ભાઇ? તેથી બુદ્ધિ ભ્રષ્ટ થતી હોય તો કોઇ તેને પીએજ નહી?

ના બાપા? તે તમારી વાત ખોટી છે.

તે કેમ?

તે એમ કે! જો બુદ્ધિ ભ્રષ્ટ ન થતી હોય તો તમો જ્યારે દારૂ પી ઘેર આવો છો ત્યારે કેટલું તોફાન કરો છો, મારી બાને મારો છો, દાદી માંને ગાળો દો છો, મોટા બાપા સામા થઇ જાઓ છો, દાદાને દબાવો છો, બધાને ગાળો આપો છો, તે દહાડે બેન શાન્તિને મારી માથું ફોડી નાખ્યું હતું. તે ઉપરથી મેં તો એમજ જાણ્યું કે દારૂ પીવાથી બુધ્ધિ ભ્રષ્ટ થાય છે. કેમ બાપા ખરૂં ને?

ના? એ તો તે દહાડે મારૂં માથું ઠેકાણે ન હતું.

ના ના! તે દહાડાની હું કયાં વાત કરૂં છું. હુ તો હમેસાની વાત કરૂં છું બાપા? કહોને તેમાં તમોને સો ફાયદો છે.?

ભાઇ! ફાયદો તો કઇજ નથી. પણ ફક્ત એક સ્વાદ, (ટેસ્ટ) ને લઇને પીવાય છે.

શું બાપા? તમો એ ન છોડી શકો.

ભાઇ? મેં ત્રણ વખત છોડયો હતો પણ મારા મીત્રો આપણાં સગાઓ એવાં છે કે સોગન દઇને પીવાડે છે.

એવાં સોગન તમો સાને માનો છે. શું એ સોગનમાં તમે સત્યતા જુવો છો!

કેમ? સોગન તો માનવાજ પડે.

ત્યારે બાપા? હું તમોને મારા સોગન દઇને કહું છું કે તમો દારૂ ન પીતાં, જો તમો દારૂ પીસો તો મ્હારૂં લોહી પીસો, એમ માનજો?

ભાઇ તું મને સોગન ન દે મારાથી નહીં રહેવાય, તો હુ શું કરૂં.

બાપા? કેમ ન રહેવાય, કાંઇ જોરથી મોમાં દારૂં ન આવે તમો નાખો ત્યારેજ આવે ને?

ભાઇ? તે તારી વાત ખરી પણ હું તો તેનો ગુલામ બન્યો છું ભાઇ?

તે કેમ? બાપા.

મ્હને તે વગર ન ચાલે તેમાં, ભાઇ?

બાપા ? આટલી હદ સુધી શા માટે નીસો કરતા હશો. ? દારૂથી કેટલી ખરાબી છે. તે તમો જાણો છો તો પછી શા માટે પીવો છો. શું કરૂં ભાઇ !

ત્યારે શું તે ન મુકી સકાય ?

ના ભાઇ ન મુકી સકાય ?

પણ જો બાપા તે ન મળે તો પછી તમો કેમ કરો ?

તો પછી લાચારીથી મુકી દેવાય.

તો તો ? પછી તમો એમજ માનો કે નથીજ મળતો, માટે મુકી દો ?

ભલે હવે હું મુકી દઇશ ?

પણ હવે તેવું ન મુકશો કે પાછી લપ ગળે વળગે, જો તમારાં મીત્રો કે સગાઓ તેને માટે તાણ કરે તો તમો કહેસો કે મારા છોકરાના મે સોગન ખાધા છે. માટે હવે હું નહીં પીઉ.

પણ ભાઇ ? હું જો તેઓની સાથે નહી પીઉ તો તેઓ મારી સંગત છોડી દેસે.

તો શું ! તમોને બીજા સારા માણુસોની સંગત નહી મળે ?

હા ? હા ? હવે હું સમજ્યો કેમકે તમોને તેઓની સંગત થઇ ત્યારે તમો આવાં ખરાબ વ્યસનો કરતાં સીખ્યાં મારાં દાદા પણ એમજ કહેતા હતાં.

જો બાપા ? તમો દારૂ છોડી દેસો તો હું રોજ તમારી સાથે ફરવા. આવિસ મારા કાકાને પણ કહીસ.

બોલો બાપા તમો દારૂ મુકી દેશો કે નહી ?

હા ? જા આજથી જરૂર છોડી દઉં છું, **આજથી તે દારૂ હરામ છે?**

પણ બાપા ? હરામ કરી પાછું હકન કરશો, જુઓ પેલા કરસને મુકી પાછુ લીધુ તો આજ તેને તમો પણ નથી બોલવતા. તેવા હાલ થશે હો ! માટે મારા ઉપર મેરબાની કરી છોડી દેશો.

ભલે ભાઇ ? આજથી હું તેનો ગુલામ મટી મારો માલીક બનું છું. " હું દારૂથી સ્વતંત્ર થાઉં છું." આજથી દારૂ પીનારાઓની સંગત છોડી દઉં છું.

બાપા જુઓ ! દારૂ મુકવાથી તમે કેવાં સારા કહેવાશો બધા તમોને ચાહશે. તમોને સારા કહેશે બધાય તમારી સલ્લા લેસે તમારા વચન પર વિશ્વાસ કરશે. ઘરમાં પણ તમારૂં માન વધશે. એક દારૂં છોડવાથી તમોને કેટલો ફાયદો છે. તમો એક છોડી બધાને છોડાવિ શકસો અને તમારૂં અનુકરણ જ્યારે બધાય કરી દારૂ છોડસે ત્યારે જે આપણી જ્ઞાતિનો ગામમાં અપમાન થાય છે તે મટી જસે કેમ કે દારૂ છોડવાથી સારી સંગત થસે અને સારી સંગત થવાથી સારી બુધ્ધિ થસે. સારી બુધ્ધિ થવાથી પ્રભુપર આસ્તા વધસે. પ્રભુપર આસ્તા વધવાથી આચાર વિચાર સારા થસે. અને ધર્મ પર પ્રીતી થસે, તમો કહોછો કે આપણાં ધર્મમાં છે પણ હું એમ પણ કહું છું કે તેમાં નક્કી કંઇ ભેદ હોવો જોઇએ. આ તો પછી વ્યસનીનાં બ્હાનાં છે. દારૂથી આપણાં હિન્દની કેટલી ગરીબાઇ વધી છે. ગરીબમાં ગરીબ પણ બધાય દારૂ પીએ. રોજ એક રૂપીઓ કમાય પણ ઘરમાં ચાર આનાં પણ ન આપે બધાય પીઠામાં જાય, તમારોજ દાખલો લ્યો. તમો રોજ બે રૂપીઆ કમાવો છો પણ ઘરમાં

તો આઠ આના પણ નથી આપતા પછી તમે સુખી કેમ થાઓ. આપણાં ગરમાં તો ઠીક છે કે, કાકા, બાપા, સૌ કમાય છે અને આપણને વાંધો નથી આવતો. પણ જેને ઘરમાં એકજ કમાવા વાળો હોય તેના શા હાલ થતાં હસે.

આપણી કોમને ગરીબાઇમાં નાખનાર કંગાળ બનાવનાર, કલંક લગાડનાર, બધાય ઠેકાણે અપમાન કરાવનાર, તેજ દારૂ છે.

દારૂથી સૌની ખરાબી છે. હું તો એમજ માનું છું.

હમણાં નવજીવનમાં દારૂ વિસે લેખ આવ્યો હતો તે તો તમે વાંચ્યો હસે, દારૂથી ખરાબી પણ સી સી છે તે વાંચી હસે, દર વર્ષે કેટલાં પૈસા દારૂમાં જાય છે? "દુનીઆનો નિકંદન કાઢનાર હોજ દારૂ છે. આપણે હવેથી ચેતી તે કામ કરતાં અટકવું જોઇએ?

ખરી વાત છે બાઇ! હું તને આટલા વખત નહોતો જાણતો કે તું આટલો સમજુ છોકરો છે. તેં ? મ્હારૂં આજ ઉદ્ધાર કર્યું છે. પ્રભુ તને કાયમ અવિચળ બનાવે!

પણ તને હું એક વાત કહું છું તે ધ્યાનમાં રાખજે. કે આજ પછી તું કોઇ દહાડો તે કામ ન કરજે.

હા? બાપા એ તો તમારી પહેલા તે ન પીવાનાં સોગન લીધા છે. અને એ પણ નિશ્ચય કર્યું છે કે મારા બધા મીત્રોને હું એ શીખામણ આપીસ. જુઓ પેલો "છગન" જે રામા સાથે રોજ રમે છે તેને મેં સોગન ખડાવ્યા છે કે તારે કોઇ દહાડો દારૂ ન પીવો. તે દહાળેથી અને તેથીજ તેનો બાપ મારાપર બળે છે.

કેટલો મુર્ખ। પોતાનો છોકરો સુધરે તેમાં ખાર કરે.

હોય બાપા અજ્ઞાન્યાતા તે એનું નામ. બુધ્ધિ બગાડનાર તે એનું નામ.

છગનનો બાપ છગન નાનો હતો ત્યારથી તેને આંગળી દારૂથી ભરીને ચટાળતો. આજ તે મારા સરખો છે તેને દારૂ છોડયો તેના માટે તેના બાપે તેને બહુજ માર્યો છે. પણ તેનાં જેવો દ્રઢ સ્થિર છોકરો મેં હજુ નથી જોયો હું પણ પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું કે મારી કોમનું કલંક દુર કરવા દારૂનો નાશ કર.

પણ ભાઇ ? તે કામ કરીતાં હું તને એજ સલ્લાહ આપું છું કે તમારાં મીત્રોને બોધ આપી તું તેને સત્ય માર્ગે ચલાવી અને તે માર્ગે જતાં રોકજે તો અમારી પછીની પ્રજા સુધારશો અને તમે સુખી થશો આમ તમારી કોમને દીપાવસો.

પ્રભુ ? તમોને સદ બુધ્ધિ આપો ચાલો ભાઇ ગેર જઇએ. પ્રભુ આવા પુત્ર સૌને આપો.

---

# દારૂ પીનાર ભાઇઓને વિનંતી પત્ર.

પ્રિય વાંચક,

આ વિનંતી પત્ર દારૂ પીનાર ભાઇઓને સંબોધીને લખું છું. તેથી તારી પાસ એટલી અશા તો અવસ્ય રાખું કે. તારાથી બને તો આ વિનંતી પત્ર દારૂ પીનાર ભાઇઓને વાંચી સંભળાવજે–આ પત્ર જેમ વધારે ભાઇઓને વાંચી સંભળાવીશ તેમ હું તારો વધારે આભાર માનીશ.

**ભાઇઓ**—આપને આ પત્ર તમારી ટીકા દાખલ, કે આપની બદબોઇ કરવા હું નથી લખતો પણ તમે મારા જ્ઞાતિભાઇઓ છો તેથી મારૂ હૃદય તમને તમારા હિતના બે શબ્દ કહેવા ઇચ્છે છે. તેથી આપને આ પત્ર લખું છું. ભાઇઓ—તમને જે આ દારૂ પીવાનો શોખ થયો છે. એ શોખમાં કંઇ પણ તમને લાભ થયો નથી. પણ આ શોખથી પાયમાલી થઇ છે એવું મારા હૃદયને લાગે છે. તેથી તમને સમજાવા પ્રયત્ન કરૂ છું. ભાઇઓ તમે જો શાન્ત ચીતે વિચાર કરો તો તમને સાવ ચોખુ જણાઇ આવે કે આ દારૂના શોખમાં કંઇ સાર નથી. પણ તમને એમ સમજ નહિં પડે, તેથી વિગત વાર ચરચા કરી તમારી આગળ મારા વીચાર રજુ કરૂં છું. તે જરા શાન્ત ચિતે વાંચી વિચારશો. તમને આ મારા વિચાર રૂચે, અથવા વાજબી જણાય, અને તમને દારૂ પીવું ખરાબ જણાય તો તમે આ દારૂના ફંદામાથી છુટવા પ્રયત્ન કરશો. ભાઇઓ, એકદમ છોડાય નહિ તો, થોડું થોડું, પણ દૃઢ સંકલ્પ કરી છોડશો તો અવશ્ય તમે આ દારૂને છોડી સકશો.

**ભાઇઓ**—આ દારૂએ કેટલાની પાયમાલી કરી છે. એનો ઇતિહાસ લખીએ તો પાર આવે એમ નથી. પણ તેની ટુંક હકીગત તમારી આગળ રજુ કરૂં છું. તમે રાજા રાવણનુ તો નામ સાંભળ્યું હશે. એ કેવો બળવાન હતો, કેટલી શક્તિ તથા વૈભવનો માલીક હતો; આવા મહાન રાજાની પાયમાલી આ દારૂએ કરી, તો પછી તમારૂં શું ગજું ! રાજા રાવણ વિચારવાળો હતો, પોતાનો ધર્મ જાણતો હતો, પોતાના તપના બળે કેટલીક શક્તિ પામ્યો હતો, પણ આ દારૂએ બુદ્ધિ હરી લીધી, ધર્મ તથા કર્તવ્યમાં ભ્રષ્ટ કર્યો, તેથીજ તેણે દુરાચારમાં ફસાઇ પર સ્ત્રી મોહમા ફસાઇ પોતાની પાયમાલી વોરી લીધી. જેમ રાવણની પાયમાલીનો મુળ દારૂ તેમ મોટા

૧૦૨૫૧

બીજા ઘણા રાજાઓ થઈ ગયા છે. તેમાંથી જે દારૂમાં ફસાયો તે અવશ્ય પાયમાલ થયો છે. એવી રીતે, આખું રાક્ષક કુળ, આ દારૂમાંજ નાશ પામ્યું. આવા દાખલા ઘણા છે, પણ કોઇ એવાં દાખલો નહિ મળે કે આ દારૂ પીનાર પોતાની ઉન્નતી કરી શકયો છે. બોલો જોઇએ ! આવો દાખલો તમે જાણો છો ? નહિ; આ દારૂ ખરાબ, વિનાસ કરતા છે એવું તમે સમજો છો. છતાં આ દારૂ ન છોડો તો તમારી કેટલી મુરખાઇ કહેવાય ભાઇઓ, સમજો ! આ દારૂએ તમારી કેવી પાયમાલી કરી છે, તે આ દાખલા કરતાં, તમારા જીવન ઉપરથી સમજાવાથી તમને વિશેષ ખબર પડશે. કે આ દારૂએ તમને મનુષ્યમાંથી પશુ બનાવ્યા છે, તમને નીતીભ્રષ્ટ કરી તમારો ધર્મ મુકાવ્યો છે. તમને ફસાવી તમારા કુંટુમ્બના તમારી સમાજના-દ્રોહી બનાવ્યા છે. એ તમને સપષ્ટ બતાવવા હું આ ચર્ચા કરૂં છું ભાઇઓઃ--

૧. આ દારૂએ તમારો ધર્મ મુકાવ્યો છે.

૨. આ દારૂએ જ્ઞાતિમાં તમારી પ્રતીષ્ઠા ઘટાડી છે.

૩. આ દારૂએ તમારો કુટુંબ ધર્મ ભુલાવ્યો છે.

૪. આ દારૂએ તમારા મનુષ્યજીવનને પશુમય બનાવ્યું છે.

**૧. આ દારૂએ તમારો ધર્મ મુકાવ્યો છે.**-ભાઇઓ- આપણા ધર્મ શાસ્ત્રો, આપણા મહાન પુરૂષો, વખતો વખત પુકાર કરી ગયા છે કે. દારૂ પીવું એ મહા પાપ છે, આ દારૂ બુદ્ધિ ભ્રષ્ટ કરે છે. ધર્મ ભુલાવે છે. અધર્મ અકર્મમાં જોડે છે. તો આ દારૂથી દુર રહેવું એ દરેક મનુષ્યની ફરજ છે. ભાઇઓ આ દારૂ પીનાર ધર્મ કેમ ભુલે છે તેના દલીલ પુરાવા મારી પાસે ઘણા છે, પણ સ્થળ સંકોચને લીધે

રજુ નથી કરતો, પણ તમેજ તમારી જીવનનો દાખલો લઇ જોશો તો જણાશો કે મારૂં કહેવું સાચું છે, તમે વિચાર કરો તે વખતે તમારા હૃદયને આટલા સવાલ પુછશો તો અવશ્ય તમારી દીલનું સમાધાન થઇ જશે, હું આ જીવન શુદ્ધ કરી શકયો છું ? હું આ જીવન ધર્મમય બનાવી શકયો છું ? હું ભ્રષ્ટ વૃત્તિથી કેટલો દુર રહી શકયો છું ? મારો આત્મા મારી દેહ પવિત્ર રાખી શકયો છું ? હુ આ જીવનમાં દાન પુન્ય કરી શકયો છું ? હું મારૂં જીવન પ્રભુ સેવામાં અર્પી શકયો છું ? આટલા સવાલ તમારા હૃદયને પુછી વિચાર કરી જોશો તો તમને જણાશે કે આ સવાલનો જવાબ હાકારમાં નહિ મળે, કારણ જે દારૂ માણસની બુદ્ધિ ભ્રષ્ટ કરે છે, તે ધર્મ કર્મની યાદ શાની આપે તેથીજ આ દારૂએ ધર્મ મુકાવ્યો એ સાબિત થાય છે. ભાઇઓ તમે ધર્મની દાજ હોય, પ્રભુનો ડર હોય, પાપથી અન્યાયથી બચવું હોય તો તમે આ દારૂ અવશ્ય છોડશો.

**૨. આ દારૂએ તમારી જ્ઞાતિમાં તમારી પ્રતીસ્ટા કેમ ઘટાડી ?**—ભાઇઓ સમજો તો સાવ ખુલું છે. કે જ્યારથી તમે આ દારૂના ફંદામાં ફસાયા ત્યારથી તમારામાં વિચારશક્તિ ઘટી, તમારા બોલવામાં પ્રમાણિકપણુ ન રહ્યું. તમારા જીવનમાં પશુપણું, એટલે બસ દારૂ પી તોફાન કરવું, ખરાબ અન્યાયયુક્ત શબ્દો બોલવા સારા ગૃહસ્થો અથવા કુંટુમ્બીની સરમ મુકી ગાળો બોલવી, આવું વર્ત્તન તમે દારૂના નીસામાં કરો, આને લીધેજ તમારી આબરૂ ઘટી તમારી પ્રતીષ્ઠામાં ગટાડો થયો, તમને જયારે ભાન થાય ત્યારે પસ્તાવો થાય ખરો પણ તે થોડીવાર પાછા એવાના એવા, આમા તમારો દોષ નથી પણ આ દારૂનો નસોજ એવો છે કે માણસનું ભાન ભુલાવે છે. તેથી જો તમારે તમારાપણુ રાખવું હોય. તો

તમે—તમારા હિત ખાતર તમારી આબરૂ ખાતર આદારૂને છોડો, જરૂર છોડો? આમા તમારૂ હિત નથી.

**૩. આ દારૂએ કુટુંબધર્મ કેમ મુકાવ્યો?**—ભાઇઓ હું જે થોડું વર્ણન લખીશ તેનો થોડો અનુભવ તમને થયો હશે. કારણ જે, દારૂ પીનાર દરેકને થોડા કળવા ફળ આ દારૂ નજરે બતાવે છે, છતાં દારૂ પીનાર એવા આંધળા હોય છે કે બસ ગમે તે થાઓ. પણ આ દારૂ તો નજ છોડીએ, પણ આખરે પરીણામ બહુ બુરૂ આવે છે, તે દારૂ પીનાર ભાઇઓ નથી વિચારતા. વિચારે કયાંથી વિચાર શકિત ચાલી ગઇ હોય? હવે આપણે દારૂ પીનાર કુટુમ્બધર્મ કેમ ભુલે છે તે આપણે જોઇએ આપણા ઘણા ભાઇઓ એક માસમાં રૂ. ૬૦) થી કરી રૂ. ૭૫ સુધી કમાવવાની શકિત ધરાવે છે. પણ આ ભાઇનું કુંટુમ્બ દુ:ખમાંજ હોય છે. કારણ જે આ ભાઇની કમાણીનો અળધો ભાગ દારૂમા ખરચે છે. તથા પા ભાગ બીજો બીડી પાન સોપારીમાં ગુમાવે છે. બાકી રહેલ પા ભાગ કુંટુમ્બને આપે છે. આ પા ભાગમાં કુંટુમ્બ શું ખાય? અને આ ભાઇને શું ખવડાવે. એ તમે વિચાર કરી જોશો. કુટુંબના માણસો બુમ પાડે. દુખી થઇ શીખામણના બે શબ્દ કહે, પણ ભાઇ સાભળે સેના! એ તો પછી જોઇ લો મજા! કે ભાઇ કેવી કુંટુબ સેવા કરે છે, કે માવિત્ર હોય તો, માર જોડા! આપ ગાળુ! આવા દરરોજ કુંટુબમાં કંકાસ કલેશ થાય, બાઇડી હોય તો પણ એજ દશા, આવી સ્થતી આ ભાઇના કુંટુબની હોય છે. ભાઇઓ તમે જવાબ આપો કે આનુ નામ કુંટુબ સેવા કે કુંટુબ દ્રોહ? આનું નામ પાયમાલી કે ઉન્નતી? ભાઇઓ વિચારો આ મારા શબ્દો તમને કળવા લાગશે. પણ આખરે તમને મીઠા જણાશે. માટે ચેતો? તમારે સુખી થવાનો રસ્તો

આછે માટે કુંટુબ ધર્મ ખાતર તો તમે આ દારૂ આજથી છોડો? હું એવું માંગુ.

**૪. આ દારૂએ મનુષ્યમાંથી પશુ કેમ બનાવ્યા–** આનો અર્થ પહેલા સમજવાની જરૂર છે. કે મનુષ્ય કંઇ પશુ ગણુતા હશે? આનો અર્થ એમ નથી કે હુંજ મનુષ્યને પશુ હલકા ગણું છું એતો અનાદી કાળથી ચાલતું આવ્યું છે કે જે સદ કર્મ કરે તે મનુષ્ય અને જે બુરા કર્મ કરે ને પશુ જે સારા કામ કરે તે દેવ, અને જે બુરા કર્મ કરે તે રાક્ષક, આવું સંબોધન દરેક વખતે દરેક ધર્મ શાસ્ત્રો ધાર્મિક પુરૂષો કરી ગયા છે, તેનાજ શબ્દો હું લેખોમા વાપરુ છું એટલે આ મારા શબ્દો નથી પણ મહાન્ પુરૂષોના શબ્દો છે. એક નીતિના પુસ્તકમાં લખ્યું છે કે.

**માત્ર આકૃતિએ કરીને મનુષ્ય, મનુષ્ય નથી અને પશુ એ પશુ નથી. અનીતીમય જીવન ગાળવું એનું નામ પશુતા અને નીતિમય જીવન એનું નામ મનુષ્યત્વ–**(નીતિ શીક્ષણ) આટલો ખુલાસો કરી આપણે હવે આગળ ચાલીએ. કે. આ દારૂ એ મનુષ્યમાંથી પશું જેવા કેમ બનાવ્યા એ આપણે જોઇએ ભાઇઓ એતો સાવ ખુલું છે કે દારૂ પીનાર ધર્મ ભુલે, દારૂ પીનાર આચાર વિચાર ભુલે, કુંટુંબ ધર્મ ભુલે તો પછી એ મનુષ્યપણાને લાયક છે, એવું કોણ કહેશે? આથી વધારે પુરાવો, આ દારૂ પીનારની હાલત વર્ણવી સમજવા માગુ છું કે મારૂં કેવું તમને સાચું લાગે. ભાઇઓ સાભળો! આ દારૂ પીનારજ જ્યારે દારૂ પી દારૂમાં મસ્ત બને છે. ત્યારે આ ભાઇની હાલત કેવી હોય છે એનો અનુભવ તમને હશે. પણ થોડું લખીસ–આ દારૂ પીનાર ભાઇ જ્યારે નસામાં

હોય છે ત્યારે પોતાના શરીરની પોતાના કપડાની શુદ્ધ પણ રહેતી નથી. અને પોતાનું શરીર કયાં ગબડી પડશે. આટલું ભાન એ ભાઇને હોતું નથી તેથી તે રસ્તામાં કે ભર બજારની ચૌવટામાં બે ભાન અવસ્થામાં બસ પડયા હોય છે. તે વખતે તેની હાલન મુવેલા પશુ કરતા પણ ન પાવટ હોય છે અને તે વખતે બોલવામાં, ભાન હોય નહિ તેથી સરમ મુકી કેવા શબ્દો બોલે છે. એતો દરેક ભાઇ જાણુતા હશે. એટલે લખવાની જરૂર નથી જોતો આવી સ્થતીએ આ દારૂ પીનાર આવે છે. પણ દારૂ પીનારને અકલ નથી આવતી કે. આ દારૂએ મારી આવી સ્થતી કરી છે ? છતાં પણ આખું જીવન દારૂમાજ ગુમાવે છે આ દારૂથી આ આ આખું જીવન પાયમાલ થાય છે. આ માનવજીવન પશુથી ન પાવટ બનાવે છે. પોતાના કુટુંબને દુઃખમાં રીબાવે છે. અને પોતાનું ધર્મ ભુલ છે. આવા ઘણા દાખલા તમે નજરે જુવો છો તમે પોતે અનુભવો છો ! છતાં આ દારૂને ન છોડો ? એતો તમારા ભવીષ્ય કેવા અવડા ભાઇઓ સમજો આ દારૂમાં તમારા જીવની પાયમાલી છે. આ દારૂમાં તમારૂં પોતાનું બુરૂ છે. તોપણ તમે આ દારૂ નહિ છોડો !

લી. તમારો ભલુ ઇચ્છનાર.

**ખેંગાર મોનજી ભરતવાલા.**

**સમાપ્ત.**

# દારૂ પીનારને સમજવા લાયક દૃષ્ટાંત વચનો.

કેફ ક્યારથી ઘટશે ભાઇ, ચીતમાંથી ચતુરાઇજી રે,
ધન ખરચી લેવી ગાંડાઇ, મોટી એ મુર્ખાઇ,
કેફ ન કરીએજી. ૧.

લાજ ઘટે ને કાજ ન સુધરે, એમ ન વીચારે ન અંધોજી રે,
સાર નથી એમાં કાંઇ અંતે ઘર ખોવાનો ધંધો,
કેફ ન કરીએજી. ૨.

વેદ પુરાન કુરાન કીતાબો, જો જો તેહ તપાશીજી રે,
એ લક્ષણ તજવાથી મળશે, સઘળે શાબાશી,
કેફ ન કરીએજી. ૩.

કાજી મુલ્લાંનો મત એ છે, એ મત અધ્યારૂનોજી રે,
હીંદુમાં ગૌહત્યાથી પણ, દોષ ઘણો દારૂનો,
કેફ ન કરીએજી. ૪.

**દોહરા.**

મધુ પીનારો પતીત છે, માનુષ મૃત્યુ સમાન,
બાપની મીલ્કતમાં થકી, ભાગ ન હોય નીદાન. ૧.

પાણી પીએ ચાંડાળનું શુદ્ધ કદાપી થાય,
પણ મદીરા પીનારનું પાપ કદી નહી જાય. ૨.

જો ચાંડાળ ન મધુ પીએ, કરે વીપ્ર મધુ પાન,
ઉત્તમ એ ચાંડાળ છે, ભાખે શ્રી ભગવાન. ૩.

( કવિ દલપતરામ )

કૃષ્ણ કહે સુન સાંભળો, મધુમાં મોટું પાપ,
જેથી જાદવ કુળ મુવું, તેમા દોશ અમાપ.

જપ તપ વ્રત બહુ દીન કરે, કરે તીર્થ બહુ દાન.
પુન્ય બળે પળમાં, પીએ મધુરા પાન.

( કવિ દલપતરામ )

## દારૂનું ફળ.

કુટુંબ જીવનની પાયમાલી કુટુંબમાં નીર્લજતા આવી જાય છે-પરસ્પર મર્યાદા તુટી જાય છે--માતાપિતા, બૈરાછોકરા પ્રાણ જેવા વ્હાલા હોય-તોપણ તેઓની શી વલે થશે તેની તે દારૂ પીનારને દરકાર થતી નથી. ( નીતિ શિક્ષણ )

---

## દારૂમાં શરીરની હાની.

દારૂથી ઉદર, યકૃત્ જ્ઞાનતન્તુ વગેરેમાં બગાડો થઇ અપચો ધુગ્નરો, જલોદર, ઉન્માદ વગેરે જીવલેણ રોગો ઉત્પન્ન થાય ; દારૂથી શરીરમાં બળ આવતું નથી. ઉલટું સરદી અને ઘ થાય છે. એ લડાઇમાં લડતા લશ્કરોના અનુભવ ઉપરથી તેમજ દરપીતાલોના પ્રયોગો દ્વારા નક્કી થઇ ચુક્યું છે

( નીતિ શિક્ષણ )

---

## દારૂ માટે શાસ્ત્રોની આજ્ઞા.

મદ્યપાનમાં મોટું પાપ છે-માટે હે મનુષ્ય ! તું આથી વેગળો રેજે-કારણ કે એ તુંને પતીત કરશે. અને તું મનુષ્યપણું ગુમાવીશ. ( નીતિ શિક્ષણ )